# ગરબાવળી.

## ભાગ ૧ લો.

૨૨૦૯

---

જ્યારે રામચંદ્રજી તથા લક્ષ્મણજી વનવાસ ચાલ્યા ત્યારે સીતાજીએ કહ્યું કે હું પણ સાથે આવીશ, તે સમે રામચંદ્રજીએ કહ્યું કે, તમે પિયર જાઓ અથવા અહિં રહો.

### તે વિષેનું ધોળ. ૧

મામેરૂં મોઘા મૂલનું એ રાગનું, પણ તેમાં એક ડોઢ જારતી વળેછે.

---

રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં. સતી સીતાને આવતાં સાથ; કહે રઘુનાથ; પધારો પીયર પ્યારી.

નહિતો અહિં રહો સસરાના રાજમાં, હેતે હળીમળી સાસુ સંગાથ; નહિતો જોડી હાથ; પધારો. ૧

અમે વસ્તીમાં નહિ વસિયે વીનતા. અમે કરશું જઈ વનવાસ; તમે પામો ત્રાસ; પધારો.

સાથે રથ કે ઘોડું નહિ રાખીએ. નહિ રાખિયે દાસી કે દાસ; કોઈ અમ પાસ; પધારો. ૨

તમે કોશનો પંથ કિધો નથી. ચરણે ચાલવાથી પામો થાક; લીટી ખેંચો નાક; પધારો પીયર.

અમે વનફળ ખાઈ ખુશીમાં રહેશું.કોઈ દિવસેતો કેવળ શાક; ના લુણ પાક; પધારો. ૩

ત્યાં નથિ મંદીર નથી માળીયાં. નથિ પહોડવા કાજ પ-

લંગ; રંગીત નવરંગ; પધારો.

કરશું ઘાસ કે પાનની ઝુંપડી. સુવા સાથરો તે ખુચે અંગ; એમાં શો ઉમંગ; પધારો. ૪

વનમાં હીરનાં ચીરતો નહીં મળે. વનમાં નહિ મળે ફરતાં ફૂલેલ; કે તેલ ધુપેલ; પધારો.

વનમાં નહિ મળે શાણી સાહેલીયો. કરશો કે સંગે આંત્યથી એલ; ઉમંગ ભરેલ; પધારો. ૫

ઉષ્ણકાળે વાશે ઊંના વાયરા. એવું દેખીને થાશો ઉદાસ; જ્યારે જેઠ માસ; પધારો.

વરસે મેઘને ઝબકશે વીજળી. તેવે ટાણેતો તરૂ તળે વાસ; નહીં છત્ર પાસ; પધારો. ૬

વનમાં ઘાતકી રહેછે રાક્ષસ ઘણા. ચારે તરફ ફરે બહુ ચોર; જેનું ઘણું જોર; પધારો.

વનમાં વાઘ વરૂને વાંદર જેવાં. ઘણાં વિચરે જનાવર ઘોર; બચે નહિ ઢોર; પધારો. ૭

મોટા પરવત દેખીને માનની. તમે નજરે જોયા નહિજાય; દિઠે આવા ધાય; પધારો.

તમે રાજકન્યા કાયા કોમળી. વનવાસનાં દુખ ન વેઠાય; કાયા કરમાય; પધારો. ૮

ઘરમાં અંધારૂં દેખી ડરો ઘણાં. નથિ નિસર્યાં કદી ઘરબાર; ઓ નાજુક નાર; પધારો.

તમે છોટી ઉમર વર્ષ સોળતાં. નથિ સંકટ વેઠ્યાં લગા" તમે કોઈ વાર; પધારો. ૯

પરણી આવીને પીયર ગયાં નથી, તમને મળવાને

છે માય; ચોંપે ચિત ચાય; પધારો.

રાજા જનકજી તમને જંએ ઘણા. તેના સંદેશા આવે સદાય; તેડાં પાછાં જાય; પધારો. ૧૦

ભાત ભાતનાં ભોજન ભાવતાં. તમને મોકલશે મહિપાળ; પુરાવીને થાળ; પધારો.

અમે અવધે ફરી જ્યારે આવીશું. લેશું સ્નેહે તમારી સંભાળ; ત્યારે તતકાળ; પધારો. ૧૧

રૂડી મિથિલાપુરી મન માનતી.તેમાં પામશો પરમ વિરામ; છે બાપનું ગામ; પધારો.

ગોરી તમને ગમે તેમ હું કરૂં. એમ દલપતરામનો શ્યામ; કહે રાજા રામ; પધારો પિયર પ્યારા. ૧૨

---

## પછી સીતાજી બોલ્યાં તેનું ધોળ.

### રાગ ઉપર પ્રમાણે.

એવું સાંભળી સીતાજી કહે. શુણો સુંદર શ્યામ સુજાણ; પ્યારા મારા પ્રાણ; સાથે રાખો સ્નેહથી.

જુદા પડવાની વાત વા'લા કહો. તેતો બોલ લાગે તીખા બાણ; રઘુકુળ ભાણ; સાથે રાખો. ૧

સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં. તમથી વેગળી તે પરદેશ; હું જાણું હમેશ; સાથે રાખો.

તમે જોગીનો વેશ જો ધારશો. તો હું જોગણનો ધરૂં વેશ; જટા કરૂં કેશ; સાથે રાખો. ૨

સ્વામી તમેરે સુખી તો સુખ માહરે. તમે દુખમાં તો દુખ દેહ; એમાં શો સંદેહ; સાથે રાખો.

જે કોઈ પરણ્યા પછી રહે પિયરમાં. અવતાર બળો ધીક એહ; મુવા જેવી તેહ; સાથે રાખો. ૩

સ્વામી તમવિના મંદિર ને માળીયાં. ભાસે પરવત મોટા સમાન; વસ્તી તો વેરાન; સાથે રાખો.

મહાવનમાં ભરી વસ્તિ ભાસશે. જ્યારે પામીશ દરશન દાન; કૃપાના નિધાન; સાથે રાખો. ૪

સાસુ સસરોને માત પિતા સઉ. ભલે જીવો કરો રૂડાં રાજ; મને મહારાજ; સાથે રાખો.

સ્વામી શૂં કરૂં ભાઇ ભોજાઇને. સ્વામી શૂં કરૂં સૈયર સમાજ; કેનું નથી કાજ; સાથે રાખો. ૫

સાચું સગપણ જગમાં સ્વામી તણું. બીજો સ્વારથિ સઘળો સંસાર; કુટુંબ પરિવાર; સાથે.

મારાં લાડ પાલણ તમે લાલજી. બીજો નથી આંસુનો લુનાર; કે એકે આધાર; સાથે રાખો. ૬

કાયા પ્રાણ થકી જો જુદી રહે. તો હું તમથી જુદી પડી છેક; જીવૂં તજી ટેક; સાથે રાખો.

જો કોઈ જળથી જુદી પાડી માંછલી. રાખે દૂધમાં કરી વિવેક; જીવે પળ એક; સાથે રાખો. ૭

તમે સુખના સાગર રહો વેગળા. પછી શું કરૂં રાજને પાટ; હવેલીના ઠાઠ; સાથે રાખો.

મને હીરનાં ચીર ગમે નહીં. મને ન ગમે ઘરેણાંના ઘાટ મટાડો ઉચાટ; સાથે રાખો. ૮

હૂંતો તમને દીઠે થાઊં દેખતી. અણ દીઠેતો આંધળી જોત; જનમની એ રીત; સાથે રાખો.

મેં તો સ્નેહ તોડ્યો સર્વ લોકથી. બાંધી તમ સંગે પૂરણ પ્રીત; ચોરાયું છે ચિત; સાથે રાખો. ૯

જમવું જીવન તમથી જુદાં પડી. હોય વિધવિધનાં પકવાન; તે વિખનાં નિશાન; સાથે રાખો.

કરિયે ભોજન તમ સંગે ભાવથી. હોય કેવળ શાક કે પાન; તે મેવા સમાન; સાથે રાખો. ૧૦

પડશે તડકા ને તાપ વૈશાખના. તે તો જાણીશ, ચંદ્ર પ્રકાશ; રહી તમ પાસ; સાથે રાખો.

મુજને મેલી જો પંથ પધારશો. આવી મળવાની પરશો ન આશ; નિશ્ચે પામું નાશ; સાથે રાખો. ૧૧

કરતિ વાત ઢળી પડી ધરણીએ. નારી જાનકી થઇને નિરાશ; કહે લેતી શ્વાસ; સાથે રાખો.

દયા કરિ દેવ દલપતરામને. સતી સીતાને દેખી ઉદાસ; જતાં વનવાસ; સાથે રાખ્યાં સ્નેહથી. ૧૨

---

**રામચંદ્રજીએ સીતાજીને કાગળ લખ્યો તેનું ધોળ. ૨**

"મામેરૂં મોંઘા મૂલનું." એ રાગનું.

સ્વસ્તિશ્રી પૂરી લંકા સોહામણી.
જ્યાં રાજેછે જનક કુમારી; પ્રીતમ લખે પ્યારીને-
રહો અખંડ એવાતણ તમતણું.
એવી આશીષ વાંચો અમારી; પ્રીતમ લખે પ્યારીને. ૧
ગોરી દૈવના જોગે જુદાં પડ્યાં.
પણ પ્રાણ મારા તુજ પાસ; પ્રીતમ લખે પ્યારીને.
બેસું બાગ બગીચે કે બંગલે.

રહું તમવિના અધિક ઉદાસ; પ્રીતમ લખે પ્યારીને. ૨
તારો સ્નેહ ઘડિયે ઘડી સાંભરે.
તારો ભાવ ભુલ્યો કેમ જાય; પ્રીતમ લખે પ્યારીને.
તારા હેતથી હૈડું ભરાય છે.
તેતો લેખણથી ન લખાય; પ્રીતમ લખે પ્યારીને. ૩
મારે અર્થે તમે બાળાપણ થકી.
તજ્યાં સઘળા પીયર પરિવાર; પ્રીતમ લખે પ્યારીને.
મારાં લેશ વચન નથી લોપિયાં.
નથી કોપીયાં કદીએ લગાર; પ્રીતમ લખે પ્યારીને. ૪
તારી નમ્રતા અમ્રતથી ગળી.
વળી શોભિતો શાંત સ્વભાવ; પ્રીતમ લખે પ્યારીને.
જેથી મનની ઉદાસી તુરત મટે.
તારા બોલનો એવો બનાવ; પ્રીતમ લખે પ્યારીને. ૫
ગોરાદે તારા ગુણ કેમ વીસરે.
કેમ વીસરે વાલપ ભર્યા વેણ; પ્રીતમ લખે પ્યારીને.
હેતે હસ્તું વદન તારૂં વીનતા.
મારાં નીરખવા તલખેછે નેણ; પ્રીતમ લખે પ્યારીને. ૬
દિવસે તુજવિના દિલમાં ગોઠે નહીં.
પીવું પાણી કે જમવું અનાજ; પ્રીતમ લખે પ્યારીને.
રાતે રોઇને આંખ્યો રાતી થઈ.
લોક પુછેતો આવે છે લાજ; પ્રીતમ લખે પ્યારીને. ૭
ગોરી મનમાં ધીરજ ધરી રાખવી.
કાલે ભાગશે ભવના વીજોગ; પ્રીતમ લખે પ્યારીને.
જેથી રીઝે આપણને જગતપતી.

સેવો અહોનીશ કરવો ઉદ્યોગ; પ્રીતમ લખે પ્યારીને. ૮
જેજે વ્રધ્ધ પાડોશીયો શુધ્ધ છે. તેને
પ્રીતથી કહેજો પ્રણામ; પ્રીતમ લખે પ્યારીને.
વિભીષણ મારા મિત્ર પવિત્રને.
કહેજો જરૂરનું હોય જો કામ; પ્રીતમ લખે પ્યારીને. ૯
જોઈતી વસ્તુ જરૂર મંગાવજો.
કશી વાતે મુઝાશો ન મન; પ્રીતમ લખે પ્યારીને.
કાલે દેખીશું દીવસ આનંદના.
જાશે વિસરી આ દુઃખ ભર્યા દંન; પ્રીતમ લખે પ્યારીને. ૧૦
જેજે પ્યારી તમારી સાહેલીયો.
તેને પણ મારા કહેજો જુહાર; પ્રીતમ લખે પ્યારીને.
સાસુ સસરાની આશીષે સુંદરી.
મળશું ભામનીને ભરતાર; પ્રીતમ લખે પ્યારીને. ૧૧
વધે સ્નેહ ને સંપ સુજન સાથે.
તેવી તન મન રાખજો ટેવ; પ્રીતમ લખે પ્યારીને.
અમે થોડા અવધે હવે આવશું.
એમ દલપતરામનો દેવ; પ્રીતમ લખે પ્યારીને. ૧૨

---

## સીતાજીએ રામચંદ્રજીને કાગળ લખ્યો તેનું ધોળ.

રાગ ઉપર પ્રમાણે.

---

સ્વસ્તિશ્રી સુભસ્થાન સોહામણું.
જ્યાં રાજે સદા રઘુનાથ; કાગળ લખે કામની.
લખે લંકા થકી સાતા સુંદરી.

હેતે વંદે જોડી જોડ હાથ; કાગળ લખે. ૧
પત્ર આવ્યો તમારો પ્રીતે ભર્યો.
વા'લા વાંચી થયો વીશરામ; કાગળ લખે.
પણ જીવન તમથી જુદાં પડે.
ઘણા દિવસ થયા ઘનશામ; કાગળ લખે. ૨
માટે મળવાને મન અકળાય છે.
ઘડી એક તે જુગ જેવી જાય; કાગળ લખે.
મારાં નેણનાં નીરથી નાથજી.
સૂતાં રજનીમાં સેજ ભીંજાય; કાગળ લખે. ૩
ઘેર ચાલો હવે તો ઘણી થઈ.
નહિતો જીવડો જાશે જરૂર; કાગળ લખે.
દૈવે પાંખો આપી હોય પીંડમાં,
ઉડી આવું દેશાવર દૂર; કાગળ લખે. ૪
વા'લા નિત્ય નવી વારતા વાંચીએ.
જેથી પામીએ પૂરો પ્રમોદ; કાગળ લખે.
ચતુરાઈના ચોજ હું ચાળવું.
આવો વિદ્યાના કરીએ વિનોદ, કાગળ લખે. ૫
તાંબા કુંડી ઊંડી રૂડી ઓપતી.
ભાવે ભરૂં માંહી નિરમળાં નીર; કાગળ લખે.
બેસો બાજોઠે ચડી મારા ચોકમાં.
સ્વામી નવરાવું ચોળી શરીર; કાગળ લખે. ૬
કરૂં સરસ રસોઈ રૂડી રીતથી.
પ્રીતે પિરશીને બેસું હું પાસ; કાગળ લખે.
એવા દિવસ તે કયારે દેખાડશો.

ક્યારે અંતરની પૂરશો આશ; કાગળ લખે.
સ્વામી તમ વિના પીયર ને સાસરૂ.
સુનો લાગેછે સઘળો સંસાર; કાગળ લખે.
મારા માથાથી મોંઘા પ્રભૂ તમે.
મારા આતમાના છો આધાર; કાગળ લખે.
આવે પરવના દિન સુખ સરવને.
હુંતો શોકે ઉદાસી સદાય; કાગળ લખે.
ગાજે મેઘને દમકે જો [1]દામની.
આખી જામની જંપ ન થાય; કાગળ લખે. ૯
હુંતો સૂની દેખું સૂખ સેજડી.
ખાજા મંદીર ખાવાને ધાય; કાગળ લખે.
ભરી વસ્તી ઉજડ જેવી ભાસેછે.
એક તમ વિના ત્રિભુવન રાય; કાગળ લખે. ૧૦
વાહ્લા હું તમને કેમ વિસરી.
કેમ વિસર્યું દાદાનૂં વતન; કાગળ લખે.
પત્ર વાંચીને વેહેલા પધારજો.
સ્વામી શરિરનાં કરજો જતન; કાગળ લખે. ૧૧
કોઇને દુખિયાં દેખીને દુઃખ પામતા.
તેવી નાથ તમારા છે ટેવ; કાગળ લખે.
આવે અવસરે કેમ કઠણ થયા.
તમે દલપતરામના દેવ; કાગળ લખે કામની. ૧૨

---

[1] વિજળી.

## સુધરેલી સ્ત્રી વિષે પદ. ૩

"શેઠ સગાળશા સાધુને સેવે." એ રાગનું છે.

---

જેને સુધરેલી નારી રે, સદા સુખી તે સંસારી; ટેક.
નિરમળ નમણાં દીસે નિરંતર, નેહ ભરેલાં નેણ;
મનને હરે એવાં મુખથી ખરંતાં, વીણિને લઇયે વેણ; જેને. ૧
સ્વામીના ચિત્તમાં શોક કે ચિંતા, જો જાણે લવલેશ;
હેતે હસાવીને હિંમત આપે, કાપે સઘળો કલેશ; જેને. ૨
પૂછીને જોતાં પ્યારા પતીની, જો મરજી ન જણાય;
પરઘેર તો શેનું પગલુંજ માંડે, પીયર પણ ન જવાય; જેને. ૩
વરજીના મનની મરજી પ્રમાણે, કામ સદા કરનારે;
સુંદરી એ ભાગ્યશાળીના સારૂ, સરજી સરજન હારે; જેને. ૪
સુપનામાં કદિ કોઈની સાથે, ટંટો કરે નહીં તેહ;
મેલ વિનાનું મન પણ નિરમળ, નિરમળ દીસે દેહ; જેને. ૫
આપે પ્રભુ એવો વૈભવ પામો, પામે પુરો સંતોષ;
સંકટમાં પણ સ્વામીની સાથે, રંચ ન રાખે રોષ; જેને. ૬
ગામમાં હોય ગરીબ પોતાથી, તેનૂં જુવે સુખ તોલ;
દોલતવાળાની દોલત દેખી, બોલે ન હલકા બોલ; જેને. ૭
સ્વામીનો શુદ્ધ સ્વભાવ ગમે, મન ગમે સ્વામીને રૂપ;
પરપતિને તો પત્થર જેવો જાણે, હોય જો ભારે ભૂપ; જેને. ૮
સાંભળે શબ્દ શિખામણના તે, જીવમાં ચોટી જાય;
દુરગુણ દેખીને દૂરથી નાસે, સદગુણ શિખે સદાય; જેને. ૯
આળસ ઊંઘ અતીશે ન દીસે, દીસે ઉદ્યોગી અંગ;

ગંદકીતો જેને દીઠીજ ન ગમે, ન ગમે નઠારો સંગ; જેને.૧૦
સ્નેહ વધારે ને શોક ઘટાડે, લોકમાં પામે લાજ;
એવી મળે જો આ દુનિયામાં, સ્વર્ગ ઈચ્છે શા કાજ; જેને.૧૧
પૂરણ પુન્યથી પુરૂષ પામે, નૌતમ એવી નાર;
દલપતરામ કહે દુનિયામાં, ધન્ય એનો અવતાર; જેને.૧૨

---

## ભુંડી ભારજા વિષે પદ. ૪.

રાગ પાછળ પ્રમાણે.

ભાઈયો જેની ભારજા ભુંડીરે, તેને પીડા અંતર ઉંડી; ટેક.
લાજ તજીને લડાઈ કરે નીત, ભાળવા લોક ભરાય;
સારા માણસના ઘરનું વગોણું, જોણું જગતને થાય. ભાઈ. ૧
જેમ બિલાડી ઊંદરને જુવે, એમ નાથ સામાં કરી નેણ;
પગથી તે પ્રગટે માથા લગી, એવાં વાંકાં કાઢે વેણ; ભાઈ. ૨
ચાર ઘડી પેઠ ચઊટે રળે ત્યારે, સુખ બંનેને થાય;
ઘડિયે આવીને ઘેર બેસે ત્યારે, શેર લોહી સૂકાય, ભાઈ. ૩
પો'રચડે દાન પોઢીને ઉઠે, ચોપે લડાઈનો ચાલ;
જો લડનાર કોઈ ન જડેતો, પડતાળે પોતાનાં બાળ; ભાઈ. ૪
સ્નેહ કરી કદી સ્વામી સંઘાતે, બેશી ન બોલે વાત;
ધુમાડાની પેઠે ધુંધવતી રહે, રોષભરી દિન રાત; ભાઈ. ૫
પેઉ થકી તો ઘણીજ પોતામાં, સમજણ જાણે સદાય;
દૈવ થાકે તો મનુષ્યના મુખની, શિખામણે શું થાય. ભાઈ. ૬
પંડીત શાસ્ત્ર ભણેલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મુરખીના મોઢાના, તેજ ટુંકારા ખાય; ભાઈ. ૭
જેને વિતી હોય તે નર જાણે, આણે બિજા અહંકાર;

ડાપણનો દલમાંહી કદી, કોઇ ગરવ ન કરશો લગાર; ભાઈ. ૮

---

## દુષ્ટ નર વિષે પદ. ૫

રાગ ઉપર પ્રમાણે.

કહું નર દુર્જનની કહાણીરે, સુણો સહુ સ્નેહજ આણી;
મોડું વે'લું કામ સુધરે કે બગડે, એ માણસ માત્રની રીત;
પોતે કરયું તેતો પાધરૂં જાણેને, નારીને મારે નિત્ય; કહું. ૧
સાસુ નણંદ દેરાણી જેઠાણીના, સાચા જુઠા સુણી બોલ;
વાંકવિના વનિતાને તજેતો, તે નર ખરને તોલ; કહું. ૨
કાગડે ઘેરયું ઘુડ કરે જેમ, ગોરી સદા ગભરાય;
ઘરનાં કરે સૌ દ્વેષ ઘણેરો, તેથી જુદો નહિ થાય; કહું. ૩
સાસરીયાંની સાથે લડી કાઢે, રાંડ ઉપર તે રીસ;
સારા મનુષ્યની શિક્ષા ન માને, જેને રૂઠયા જગદીશ; કહું. ૪
માનનીનું અપમાન કરે નીત્ય, ગાય નઠારી ગાળ;
તુચ્છ ગણી તિરસ્કાર કરેતો, તે નરનું મોહો બાળ; કહું. ૫
સમજુનો ટંટો તુરત ટળે કોઈ, ઘરડું આવો કહે ઘેર;
ઊંહું કહે કે આડું જુવે તેનો. પાર આવે શી પેર; કહું. ૬
પોતેતો ખાય પીયે ઘણું સારૂંને, વસ્ત્ર ધરે શુભ રીત;
નારીને આપે નિત્ય નઠારૂંનો, કહો કેમ પ્રગટે પ્રીત; કહું. ૭
સ્વામી સાંભળતાં વાંક વિના આવી, કામનીને લડે કોય;
સારો રીત સન્માન કરે નહિ, હીજડા જેવા હોય; કહું. ૮
પીયરિયાં પટકુળ ન પૂરેતો, સ્વામી કરે સંતાપ;
સ્વામી નહિ એતો સ્વામી સ્વરૂપે, પેલા જનમન પાપ; કહું. ૯

---

## શિયળનું ધોળ. ૬

(શિયળ એટલે વ્યભિચાર ન કરવા વિષેનું.)

"ચૌચર ભલે આવીયાં." એ રાગનું છે.

સુણો સમજુ સકળ નર નારિયો;
મોટો શિયળ તણો મહિમાય, શિયળ પાળો સ્નેહથી.
જે કોઈ શિયળ સારી રીતે સાચવે;
સરવે સુફળ મનોરથ થાય, શિયળ પાળો. ૧
સોના રૂપાની શોભા ન સમજીયે;
શોભા સરસ શિયળ શણગાર, શિયળ.
જેવાં નકટાંને ભૂષણ નાખિયાં;
એવાં શિયળ વિના નર નાર, શિયળ. ૨
વધે લાજ અધિક ઠિક લોકમાં;
પરલોકમાં મુક્તિ પમાય, શિયળ.
સુખ સંપતી શિયળથી સેવીએ;
રિઝે જગકરતા જગરાય, શિયળ. ૩
માટે શિયળ સરત વાંધે સાચવો;
તજો કામી હરામીનો સંગ, શિયળ.
જરિયે ડરિયે ન મરણના ડર થકી;
ભારે ડરિયે શિયળ થતે ભંગ, શિયળ. ૪
તજી લાજ બેઅદબી ન બોલીએ;
નહી ડોલિયે મદ છક માંહિ, શિયળ.
નીચી નજરે સરલ ચીતે ચાલીએ;
હાંસી મશ્કરી કરિયે ન કાંહિ. શિયળ. ૫

ફાટી આંખે ફરે જે કોઈ ફાતડા;
તેનું દાટિએ માટીમાં મુખ, શિયળ.
તજવી તજવી સોબત નિત્ય તેહની;
જેણે લજવી જનેતાની કૂખ, શિયળ. ૬
ભણવું ગણવું તો તેહનું ધન્ય છે;
જેણે કુળને લગાડ્યો ન ડાગ, શિયળ.
ભણિ ગણિને જે શિયળ ન સાચવે;
એના ભણતરમાં ઉઠો આગ, શિયળ. ૭
હૈયાફુટા બોલે બોલ હાંશીએ;
દેખી ફાંશીને નાશીએ દૂર, શિયળ.
શિક્ષા સુંદર દલપતરામની;
જાણી કામની શીખો જરૂર, શિયળ. ૮

---

## શિયળ વિષેની. ગરબી. ૭

"સુણજો સાહિલીરે" એ રાગની.

શિયળ તણો મહિમા બહુ મોટો, ખોટો નથી ખરોછે જીરે;
વેદ પુરાણ કુરાન કિતાબે, અધિક અધિક ઉચર્યો છે,
સુણજો સજનો જીરે; ટેક.
શિયળ વિના સદગુણ સઘળાથી, જરિયે નહિ શોભાવો જીરે;
પાઘડી પેહેરી પામરિથી, નહિ શોભે નાગો બાવો; સુણજો. ૧
હાંડી ઝુમરૂખ તખતા માંડી, શોભાવ્યું ઘર સારૂ જીરે;
દિવા વિના અંધારા ઘરમાં, સૌ દેખે અંધારૂં; સુણજો. ૨
સરવે અંગે સાજૂ તાજૂ, નાવ નવીન બનાવ્યું જીરે;
પણ તેમાં એક છીદ્ર પડયું તો, તરી ન તેડે આવ્યું; સુણજો. ૩

પરમેશ્વરનું બહાનું પકડે, શિયળ ન પાળે સાચું જીરે;
કવાથ પિયેને કપરી ન પાળે, તો જીવ્યાનું કાચું; સુણજો. ૪
પુન્ય દાન કે પ્રારથનાથી, જારીએ પાપ ન જાશે જીરે;
લાંચ સિપારશ લેશ ન ચાલે, પરમેશ્વરની પાસે; સુણજો. ૫
જો બાળા-પણથી ડાહાપણમાં, આંપણ ખોટું મળશે જીરે;
બુઢાપણ આપણને આવે, તોપણ તે નહીં ટળશે; સુણજો. ૬
શિયળ થકી સંપૂરણ થાશે, પરમેશ્વરની પ્રીતી જીરે;
દલપતરામ કહે દુનિયામાં, સુખદાયક શુભ નીતી; સુણજો. ૭

---

## સંપ વિષેની ગરબી. ૮

"મીઠડાં ગોરસ લ્યોરે ગોરસ લ્યો."
એ રાગની છે.

દેશમાં સંપ કરોરે સંપ કરો,
હાંરે જે કોઈ સંપ તજીને સુખ માગે;
તેના સુતેલા શત્રુ જાગેરે, દેશમાં સંપ. ૧
હાંરે તજી સંપ લડાલડી આવે;
તેમાં તુરત ત્રિજાને ફાવેરે, દેશમાં સંપ. ૨
હાંરે જે કોઈ વીઘા જમીન સારૂ લડતા;
રાજ ખોઈને રહ્યા હવે રડતા રે, દેશમાં સંપ. ૩
હાંરે હજુ હઈયે વિચારી નહિ જોશો;
ખરેખાત છે હાથમાં તે ખોશો રે, દેશમાં સંપ.
હાંરે તમે ટંટા ધરમના ટાળો;
જે જે પ્યારો લાગે તે ધર્મ પાળો રે, દેશ૦
હાંરે છળ દગા કપટ દ્યો છોડી;

આખા દેશની થઈ આબરૂ થોડી રે. દેશમાં સંપ.
હાંરે કરિ સંપ કાંઈ હુંનર હલાવો;
ફરિ દેશની દશા ફેરવાવો રે, દેશમાં સંપ. ૭
હાંરે કોઇનું સારૂં દેખીને શીદ દાઝો;
તેને બુડાડી મારવા ન બાઝો રે, દેશમાં સંપ. ૮
હાંરે માનો દલપતરામની વાણી;
પક્ષપાત વિના સત્ય પ્રમાણી રે, દેશમાં સંપ. ૯

---

રાગ. હોળી. ૯
"રંગરેજ ચુનર મોરી રંગ દે."
એ રાગની છે.

ગોરી વશિયે સદા સંપ કરિને,
જોને ગયા તે દિવસ નહિ દેખિયે ફરીને; ટેક.
કલેશ તો લેશ કદાપિ ન કરિયે,
હેતે સંભારિએ હરિને; જોને. ૧
માનવિમાં મોટી કીરતી મેળવિયે,
ઉંચાં આચરણ આચરીને; જોને. ૨
સંપની સંપત્તિ સંચિયે સઘળી,
દિલમાં કુસંપથિ ડરિને; જોને. ૩
સંસારનું સુખ પામિયે સરસું,
મુક્તિ મળે વળિ મરિને; જોને. ૪
જાનકી, દ્રપદી, ને કુંતાજી સતિયો,
એને અનુસરીને; જોને. ૫
... સુખ કોઇને થવા દે ન,

સ્થિર ન બેસે પોતે ઠરિને; જોને. ૬
તિલભર તાપ ન રાખિયે તનમાં,
મનમાં ધિરજ ઘણી ધરિને; જોને. ૭
હેતથી હળિ મળિ હરખમાં વશિયે,
વહુવર વિગતિથી વરિને; જોને. ૮
પૂરણ રાખિયે પ્રેમ પરસ્પર,
તે નહિ જાય ઉતરિને; જોને. ૯
ટાળિયે તનના સંતાપને ચિંતા,
એક બીજાને ઉચરિને; જોને. ૧૦
સુખની ઘડી કેમ દુખમાં ગમાવે,
ભાવે બોલો ખુશિ ભરિને; જોને. ૧૧
દલમાં વિચારીને વિગતે શિખામણ,
શિખેતો સારી સુંદરિને; જાને. ૧૧

---

## ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની ગરબી. ૧૦

"મને રસ્તા વચ્ચે રોકીરે, છેલ છબીલા છોગાળા."

એ રાગ.

પરિ પૂરણ ભાગ્યે પ્રગટી રે. વર્નાક્યૂલર સોસાઈટી.
જેણે લુચ્ચાઇને કરી નકટી રે, વર્નાક્યૂલર. ૧
સંવત ઓગણિસે પાંચો રે, વર્નાક્યૂલર.
જેનું જન્મ વર્ષ એ વાંચો રે, વર્નાક્યૂલર. ૨
ફળ ઇચ્છક સાહેબ ફાર્બસ રે, વર્નાક્યૂલર.
વળિ વાલિસને બુલ જેમસ રે, વર્નાક્યૂલર. ૩

ગુજરાતી રાજા રાણા રે, વર્નાક્યૂલર.
બહુ મેંબર માંહિ લખાણા રે. વર્નાક્યૂલર. ૪
મુળ રાજનગરમાં[1] રોપ્યાં રે, વર્નાક્યૂલર.
પછિ સિવર્ડને તે સોંપ્યાં રે, વર્નાક્યૂલર. ૫
સંદેસા પત્ર છપાવ્યાં રે, વર્નાક્યૂલર.
તે ખાંતે ખૂબ ખપાવ્યાં રે, વર્નાક્યૂલર. ૬
કરિ પુસ્તક સંગ્રહ પ્રીતે રે, વર્નાક્યૂલર.
કરિ નિશાળ રૂડી રીતે રે, વર્નાક્યૂલર. ૭
બાળકિયો ભણવા બેઠા રે, વર્નાક્યૂલર.
એ રીત પ્રથમથી પેઠી રે, વર્નાક્યૂલર. ૮
બહુ નવા નિબંધ રચાવ્યા રે, વર્નાક્યૂલર.
કવિયોના શોધ કરાવ્યા રે. વર્નાક્યૂલર. ૯
સંવત આડાની સાલે રે, વર્નાક્યૂલર.
સંભાળી ભોગીલાલે રે, વર્નાક્યૂલર. ૧૦
સાહેબ કરટીસને સોંપી રે. વર્નાક્યૂલર.
એણે ઓપ ઘણો દઈ ઓપી રે, વર્નાક્યૂલર ૧૧
બહુ જાણપણે કરિ જુગતી રે, વર્નાક્યૂલર.
કરી પાંચ વર્ષમાં પુખ્તી રે, વર્નાક્યૂલર. ૧૨
પ્રતિપાળ પણાની છાપે રે. વર્નાક્યૂલર.
થયા એલફિન્સ્તન આપે રે, વર્નાક્યૂલર. ૧૩
હીંમતથી હરકોર બાઈએ રે, વર્નાક્યૂલર.
ભલપણથી હીમાભાઈએ રે, વર્નાક્યૂલર. ૧૪
દઈ દીધા દામ હજારો રે, વર્નાક્યૂલર.

---

[1] અમદાવાદ.

સમજીને સરસ સુધારો રે, વર્નાકયૂલર. ૧૫
બહુ કીર્ત્તિ બુદ્ધિપ્રકાશે રે, વર્નાકયૂલર.
પોહોચાડી સજ્જન પાસે રે, વર્નાકયૂલર. ૧૬
જેની ચંચળ કવિતા ચાલી રે, વર્નાકયૂલર.
કોઈ ગામ રહ્યું નહિ ખાલી રે, વર્નાકયૂલર. ૧૭
જેની ચલગત ચાલ તપાસી રે, વર્નાકયૂલર.
શીખ્યા મુંબાઈના વાસી રે, વર્નાકયૂલર. ૧૮
કરી કુમારિઓને કાજે રે, વર્નાકયૂલર.
નિશાળો સમજુ રાજે રે, વર્નાકયૂલર. ૧૯
જેમ ઉગે રવિ આકાશે રે, વર્નાકયૂલર.
ઉદ્યોગ કરે સહુ આશે રે, વર્નાકયૂલર. ૨૦
જેજે કાંઈ કરે સુધારો રે, વર્નાકયૂલર.
તે વળતી થાય વધારો રે, વર્નાકયૂલર. ૨૧
એમ દેશ સુધરશે આખો રે, વર્નાકયૂલર
રૂદયામાં નિશ્ચય રાખો રે; વર્નાકયૂલર. ૨૨
એ કામ ધિરજ ધરિ ધરવું રે, વર્નાકયૂલર.
પરમેશ્વર પ્રીતે કરવું રે, વર્નાકયૂલર. ૨૩
કમ્મર બાંધીએ કામે રે, વર્નાકયૂલર.
દિલ દીધું દલપત રામે રે, વર્નાકયૂલર. ૨૪

## વેંહમ તજવોની ગરબી. ૧૧

"જે કોઈ અંબિકાજી માતને આરાધશેરે લોલ."

એ રાગની.

સુણો શીખવા વિવેક એક વાતડી રે લોલ;
છુટે મૂર્ખપણું છેક ખુલે છાતડી રે લોલ. ૧

ગુથ્યા ગુણ ભરેલા ગ્રંથભણો ભાવથી રે;
પામો સ્ત્રી સતીના પંથ તે પ્રભાવથી રે લોલ. ૨
તજો વહેમ ભરી વાચ[1] વહેમિયે કહીરે લોલ;
ભૂત પ્રેતને પિશાચ સાચછે નહીં રે લોલ. ૩
દોરા ચીઠી મંત્ર જંત્ર જૂઠ જાણજો રે લોલ;
આશા ટૂચકાના તંત્રમાં ન આણજો રે લોલ. ૪
દેતાં દામ કરે કામ દેવ દેવિયો રે લોલ;
ઠેલે લોક ઠામ ઠામ વાત એવિયો રે લોલ. ૫
કરી મેખ વર્ષ કુંભ ઠગે જોશિયો રે લોલ;
ઝાડા ઊંજણીને દંભ ઠગે ડોશિયો રે લોલ. ૬
કેક પુત્ર પુત્રી કાજ ખત્તા ખાયછે રે લોલ;
તજી લાજ જોગીરાજ પાસ જાયછે રે લોલ. ૭
વશીકરણ તણી વાતથી લુટાય છે રે લોલ;
ભોળી ભામનીની જાત તે ઠગાયછે રે લોલ. ૮
ખરૂં માનીને ખચીત ચીત ચેતજો રે લોલ;
ધારો ગાવા આવાં ગીત હૈયે હેતજો રે લોલ. ૯
જશે ભૂલ ભરયા ભર્મ મર્મ જાણશો રે લોલ;
પાળવા પવિત્ર ધર્મ ઇચ્છા આણશો રે લોલ. ૧૦
ભજો રાજાધિરાજ મહારાજને રે લોલ;
થશે કાજ વળી આજ પામો લાજને રે લોલ. ૧૧
તજો તુચ્છ જેવિ ટેવ અહંમેવતા[2] રે લોલ;
રિઝે દલપતનો દેવ દેવ દેવતા રે[3] લોલ. ૧૨

---

૧ વાણી. ૨ હુંપદ. ૩ સઘળા દેવનો પણ દેવતા તે પરમેશ્વર.

## ગાર્યો વિષેની ગરબી. ૧૨

"લાવ લાવ સખી એક કાગળ લખિયે હરીનેરે."

એ રાગની.

અમદાવાદ નામે આજ, શેહેર છે સારૂંરે;
રાજા કંપની કેરૂં રાજ, પ્રજાને પ્યારૂં રે. ૧
ચૌટા વચ્ચે માણકચોક, શોભા સારી રે;
વસે લક્ષપતી બહુ લોક, વડા વેપારી રે. ૨
નદી સાભ્રમતી વહે નીર, શેહેર સમીપે રે;
દેવતાઓનાં તેને તીર, દેવળ દીપે રે. ૩
એવી જુગતીઓ જોતાં અનેક, મન લાગે મીઠૂં રે;
પણ અચરજ મોટું એક, દૃષ્ટિએ દીઠૂં રે. ૪
તિથિ તેરશ પેહેલે પક્ષ, અષાડી આવે રે;
ત્યારે ગોરચ પૂજ્યાનો લક્ષ, છોડિયો લાવે રે. ૫
દિન પાંચ લગી એક અંન, મેળું જમેછે રે;
મોટો હરખ ધરીને મંન, રોજ રમેછે રે. ૬
પૂજે વાવી જવારા ઘેર, ગોરચ રીઝાવા રે;
જાય પ્રીતે મળી બહુ પેર, નદિયે ના'વા રે. ૭
અન્યો અન્ય કરે ઉદમાત, નઠારૂં બકેછે રે;
ગઈ ગોરચ પુજાની વાત, છાકી છકેછેરે. ૮
જેવી હોય હોળીની ઘેર, એથી અતીશે રે;
ઓલે ભડવાની પુત્રિયોપેર, દુષ્ટતા દીસે રે. ૯
તેનાં માત પિતાને ભ્રાત, પુરાં હશે પાજી રે;
જ્યારે સાંભળતાં હશે વાત, થતાં હશે રાજી રે. ૧૦
કોઈ સાહેબ એવો વાત, દેખે એ રીત રે;

તેનાં માત પીતાની જાત, પુછેછે પ્રીતે રે. ૧૧
ત્યારે કેવી વધેછે લાજ, મળે સાબાશી રે;
એવા નિર્લજ લોકો આજ, શહેરના વાસી રે. ૧૨
કરૂં વિનતિ સમાચાર પત્ર, શ્રવણે ધરજે રે;
તેનાં નામ લખી સરવત્ર, જાહેર કરજે રે. ૧૩
ઘણી નિંદાના લખજે શ્લોક, દેખાડજે નીતી રે;
જેથી લાજ પામે એ લોક, તજે તે રીતીરે. ૧૪
હવે કહુછું જોડીને હાથ, વિવેકીને ગમવા રે;
એવી નિર્લજ છોડિયો સાથ, ન જાવું રમવા રે. ૧૫
લૈને ગોરચ પૂજ્યાનું નામ, કામ એ કરવું રે;
મોટું પાપ ઠરે એ ઠામ, દિલમાં ડરવું રે. ૧૬
ધરો મોટો હરખ મનમાંહી, વ્રતદીન જેદી રે;
પણ કૂટવા રોવાનું કાંઈ, ન કરવું તેદી રે. ૧૭
છોરાપણમાં પડે જે ટેવ, ટળે નહીં ટાળી રે;
માટે નીતી શિખો તતખેવ, બોલો સંભાળી રે. ૧૮
કદા પૂરિયે નહિ કોઈ ઠામ, સાહેદી જાૂઠી રે;
લૈયે પરમેશ્વરનું નામ, પ્રભાતે ઉઠી રે. ૧૯
પતિ માત પિતાની સેવ, કોડે કીજે રે;
જેથી દલપતરામનો દેવ, દિલમાં રીઝે રે. ૨૦

---

## સુંદરબાઈને સાસરે જતાં શીખામણની ગરબી. ૧૩

"અચકો મચકો કારેલી."

એ રાગની.

સુંદરબાઇ ચાલ્યાં સાસરિયે;

મા બાપ શિખામણ આપે બેહેન, લાજ વધારજો લાજેણી.
નીચા કુળની નિર્લજ નારી;
ભરથારનું વેણ ઉથાપે બેહેન, લાજ. ૧
સાસૂજી કહે તે સાંભળજો;
ક્રોધથી વઢવાડ નકરશો બેહેન, લાજ.
સાંખી રહેજો બોલ્યું સહુનું;
અભિમાન ન અંતર ધરશો બેહેન, લાજ. ૨
ઘરમાં બેઠાં ધંધો કરિયે;
પરઘેર ઘણું નવ જઇયે બેહેન, લાજ.
તમે ભણ્યાં ગણ્યાં બહુ છો ડાહ્યાં;
તમને ઝાઝું શું કહિયે બેહેન, લાજ. ૩
મેલાં ઘેલાં તો નવ રહિયે;
ચટકો મટકો નવ કરિયે બેહેન, લાજ.
કોઇ વાત કરે વાંસે લોકો;
એવું ન કદી આચરિયે બેહેન, લાજ. ૪
જે સપૂત છે સારી છોડી;
મા બાપની લાજ વધારે બેહેન. લાજ.
મણિ લોહ તણું સોનૂં કરશે;
સોબતિને એમ સુધારે બેહેન, લાજ. ૫
જે સંપ સગાથી તોડેછે
કોઈ વખતે હાથ ઘસેછે બેહેન, લાજ.
જે સઉનૂં સારૂં ઇચ્છેછે;
તેના દલમાં દેવ વસેછે બેહેન લાજ. ૬

---

## સાહેલીને શીખામણની ગરબી. ૧૪

"મા પાવાતે ગઢથી ઉતરયાં મા કાળીરે."
એ રાની છે.

સુતાં ઉઠી સુભ રીતથી, સાહેલીરે.
પરમેશ્વર ભજવા પ્રીતથી, સાહેલીરે. ૧
પછી દાતણ પાણી થાયછે, સાહેલીરે.
જેથી દુરગંધી જાયછે, સાહેલીરે. ૨
નાહાવું નિત્ય નિર્મળ નીરથી, સાહેલીરે.
સઘળા જાય મેલ શરીરથી, સાહેલીરે. ૩
સંતોષે જમિયે જે મળ્યું, સાહેલીરે.
નહિ ખાઇએ નિત્ય ગળ્યું ગળ્યું, સાહેલીરે. ૪
પટકુળ ઝાંખાંનહિ પેહેરીએ, સાહેલીરે.
ગાવા ન જવું પર શેરિયે, સાહેલીરે. ૫
આભરણ[1] ઝાઝાં નહિ ઇછિયે, સાહેલીરે.
સદગુણની સોભા પ્રીછિયે, સાહેલીરે. ૬
નિલજની સોબત છોડિયે, સાહેલીરે.
વહાલાથી વેર ન જોડિયે, સાહેલીરે. ૭
સઘળું સરખું નહિ લખિયે, સાહેલીરે.
દલમાં ડાહ્યાં થઇ દેખિયે, સાહેલીરે. ૮

---

## ભરત ચિત્ર શીખવાની ગરબી ૧૫

"અલબેલી રે અંબે માત જોવાને જોઇએ."
એ રાગની.

આવો આવો રે શિખિયે આજ, ભરતજ ભરવાને;

---

[1] ઘરેણાં.

ાવો લાવો રે સઘળો સાજ, ચિતર ચિતરવાને, ટેક.
ચતર ચિતરવાને ભરતજ ભરવા, માત પિતા મન હરવાને;
જગ કરતાના કરતબને, કાંઇ કાંઇ ઉતેજન કરવા: ભરતજ. ૧
પોપટ ચિતરોને પાંજરૂં ચિતરો, ચિતરો ગાયો ચરવાને;
ફૂલ ઝાડે તો ફૂલડાં ચિતરોને, ચિતરો આંબે મરવા; ભરતજ. ૨
ચતુર મનુષ્યના ચેહેરા ચિતરો, સજ્જનને સાંભરવાને;
ચિતરો મંડપ ચોરી મધ્યે, વર વહુ બેઠાં વરવા; ભરતજ. ૩
ભણતર ભણતી કુંવરી ચિતરો, શિખતી પાઠ સુધરવાને;
પનઘટની પાણિયારી ચિતરો, હોય જતી જળ ભરવા; ભરતજ. ૪
નિર્મળ જળની નદિયો ચિતરો, ચિતરો ગિરિવર ગરવાને;
નાટકશાળામાં નટ ચિતરો, ચિતરો નરપતિ નરવા; ભરતજ. ૫
પરવતના પાયામાંથી જે, ઝરણાં લાગે ઝરવાને;
તે ચિતરોને હિમગિરિ ચિતરો, ઠંડકથી જળ ઠરવા; ભરતજ. ૬
શીતળ વાયુ વાય શિયાળેને, લાગે પાન બિખરવાને;
વૈશાખે વનવેલી ફુલેને, જળ વરસે ભાદરવા; ભરતજ. ૭
ચિતરોને સજની મોતની મૂર્ત્તિ, દુષ્ટ કરમથી ડરવાને;
ગાવે પ્રભુના ભજનિક ચિતરો, અવસર અંત ઉગરવા; ભરતજ. ૮
રતન સહિત રતનાગર ચિતરોને, ચિતરો નાવ ઉતરવા રે;
સુત ધવરાવતી સુંદરી ચિતરો, પ્રીતે પુત્ર ઉછરવા; ભરતજ. ૯
ઝમરૂખ ચિતરોને હાંડિયો ચિતરો, ભોંય જાજમ પાથરવા રે;
ખૂબસુરતની છબિયો ચિતરો, રંગમેહેલમાં ધરવા; ભરતજ. ૧૦
વિધ વિધનાં કાંઈ વાસણ ચિતરો, ઘરમાં ઘણું વાપરવા રે;
ગાડિ બગીને ચારઠ ચિતરો, સાંજ સવારે ફરવા; ભરતજ. ૧૧
ચિતરથકી ચિત ચીંતા ટળવા, શોક સકળ પરહરવા રે;

દલપતરામ કહે દુનિયામાં, સુખથી દિવસ નિસરવા; ભરતજ. ૧

---

## ભરથાર વશ કરવાની ગરબી. ૧૬

"અલબેલી રે અંબે માત જોવાને જઈયે."

એ રાગની.

લલનાં નહિ થાય ભગાર, કામણ મંત્ર કશે;
આ મંત્ર કરો ઉચ્ચાર, વશ ભરથાર થશે; ટેક.
પ્રાણથકી પિયુજી છો પ્યારા, ન્યારા ન રેહો નાથ રે;
સર્વ થકી લાગોછો સારા, હું વેચાઉ તમ હાથ; કામણ. ૧
તમ મનમાં રહુ સાજી તાજી, રાજી દેખું રાજ રે;
જો કદિ જાણું કાંઈ કુરાજી, ડૂબ્યાં દરિયે જહાજ; કામણ. ૨
માત પિતાએ મોટી કરિને, હેતે સોંપ્યો હાથ રે;
સુખ આપો કે દુઃખ આપો તમે છો મસ્તકના નાથ; કામણ. ૩
ગુણસાગર ગંભિર છો સ્વામી, હું અવગુણ ભરિ આજરે;
પોતાની ગણિ પ્રેમ નિભાવો, બાંહ્ય ગ્રહ્યાની લાજ; કામણ. ૪
સ્નેહ તમારો જોઇને સ્વામી, જામી મીલકત જેમરે;
ખૂબ ખુશી થૈ ન રહી ખામી, પામી પૂરણ પ્રેમ; કામણ. ૫
ભલૂં કર્યું ભગવંતે મારો, સુકૃત કરચો અવતારરે;
મેહેર કરી મન ગમતો આપ્યો, તમ સરખો ભરથાર; કામણ. ૬
સગાં સરવ તમ સારૂ તજીયાં, તજીયા સૈયર સંગરે;
દોસ્તિ સરવની દૂર કરી હું, રાચિ તમારે રંગ; કામણ. ૭
આભ ઉંચોને નીચે અવની, અવર નથી આધારરે;
આશા રાખૂં એક તમારી, છો સુખના દાતાર; કામણ. ૮

જો સુંદરિને રંઝેરવામી, તો શોભે શણગારરે;
નહિતો તે શણગાર સરવછે, આગ તણા અંગાર; કામણ. ૯
દુનિયામાં નર તમને દેખું, બીજા લાલ ફકીરરે;
તુચ્છગણુંછું તે સઘળાને, હોય અમીર વજીર; કામણ. ૧૦
જળ જંતૂને જળ સંઘાતે, જેવી પૂરણ પ્રીતરે;
પલકપડે જો દૂર તરફડે, એજ અમારી રીત; કામણ. ૧૧
પાર ન લે પ્રીતી વરણવતાં, સ્થિર બેઠા એક ઠામરે;
રાત દિવસ કવિતા રચના જો, રચશે દલપતરામ. કામણ. ૧૨

---

## લગનમાં ફટાણાં ન ગાવા વિશેનું ગીત. ૧૭

"ધોળકામાં ધરમશી ફુલતો, મેઘાડંબર ગાજે"

એ રાગનું.

આવો સૈયર બાઈ બેનડી, ગાઈયે ગીત રૂપાળાં;
મંડપમાં મેલો દીવડો, ભલાં થાય અજવાળાં. ૧
આજ ઘડી આનંદની, આજ રજની રૂપાળી;
સોનાનો સૂરજ ઉગિયો, આજ દિવસ દિવાળી. ૨
ગાઈયે ગીત ભલાં ભલાં, વેવાણોને હરખિયે;
બોલ બેઅદબી નબોલિયે, જેથી જાત લજવિયે.
કોળી નાળીના કુળની, એતો ગાય નઠારૂં;
આપણે ઉત્તમ જાતનાં, નહિ ગાઈએ નઠારૂં.
જાતને ભાતતો જાણિયે, બોલે બોલ જે ઘડિયે;
બોલે નઠારૂં તો નાયકા, એમાં આપણાં ન પડિયે.
ઉત્તમ જાતની ઓરતો, ખોટું ગાતાં લજાશે;

મધ્યમ જાતની માનની, ગીતે મશ્કરી ગાશે. ૬
મશ્કરી પણ મરજાદની, આપણિ એબ ન ખોલો;
જરૂર ફટાણાની હોય જો, કહું એટલું બોલો. ૭
વેવાણને કરો વાંદરી, ગાંઠ પુંછડે વાળો;
વેરાગી કહીયે વેવાઈને, કાંધે કાંબળો કાળો. ૮
એથો અધિક વિધે ઓચરે, નીચી જાતમાં ભળવા;
બાપ ભાઈ બેઠા સાંભળે, જેવા વેશ્યાના ભડવા. ૯
ધીક પડ્યો અવતાર એ, શબ્દ શું કહિયે જાદા;
કામની નહિ એતો કૂતરી, મરદ નહી એતો માદા. ૧૦
સારી શિખામણ ગાઈયે, જેથી રામજી રીઝે;
દસકત દલપતરામના, દિલમાં લખી લીજે. ૧૧

---

## રૂશણું તોડવાની ગરબી. ૧૮

"હું તો ઈશ્વરને પૂજવાને નીસરીરે લોલ ચોખા
કંકાવટી વીસરીરે લોલ."

એ રાગની.

હું તે સખી તું કોઇને કહીશમાંરે લોલ,
લે રહ્યાતા કુંથ રીસમાં રે લોલ.
કે બોલ ન આવ્યો મારા ઉચ્ચારમાં રે લોલ.
ઘડિયે હું પડી વિચારમાંરે લોલ. ૧
ને માટે રિસાયો જાયો સાસુનો રે લોલ.
એ પ્રવાહ વહે આંસુનો રે લોલ,
ન પાનને ભુલી હું ગીત ગાનને રે લોલ,

: કેરા ભાનને રે લોલ. ૨

થાય શુળતો શરીરમાં રે લોલ,
તૂટી હીર ચીરમાં રે લોલ;
ી સમાન લાગ્યું સાસરૂ રે લોલ,
ાહીં જો હવે શું કરૂં રે લોલ. ૩

ચાંદો આકાશે ભલા ભાગ્યનો રે લોલ.
ઉગ્યો તે જાણું આગ્યનો રે લોલ;
પોપટ જે બોલે મુખે મીઠડાં રે લોલ,
માં મેં શત્રૂ જેવાં દીઠડાં રે લોલ. ૪

ા વાડીતો ઝાડી ભયંકારશી રે લોલ,
ખોના પાટા જેવી આરશી રે લોલ;
ાો ઉઠી જઈ બેઠી દિવા આગળે રે લોલ,
ીક પડી ત્યાં નજર કાગળે રે લોલ. ૫

કીધો શોધનો સ્ત્રિબોધનું ચોપાનિયું રે લોલ,
વાંચતા તે મારૂ મન માનિયું રે લોલ;
ગરબી રૂસણું તોડ્યાની રૂડા રાગમાં રે લોલ.
ભાળી રૂપાળિ છેલા ભાગમાં રે લોલ; ૬
લઈને ગાવા લાગી હું જુબે જે ઘડિ રે લોલ,
ત્યાંથી ઉઠીને આવ્યા તે ઘડિ રે લોલ;
હેત આણી વખાણી વાણી બોલિયારે લોલ,
દિલમાં હરખીને ઘણું ડોલિયા રે લોલ. ૭

જાણ્યું ધનરે ઘડીને ધન રાતડીરે લોલ,
છૂટ્યો કલેશ ઠરી છાતડી રે લોલ;

ભલે આવ્યો આકાશ ચઢી ચંદ તું રે લોલ
આપે છે આજતો આનંદ તું રે લોલ.

એમ વાંચ્યે સ્ત્રીબોધ બોધ ઉપજ્યો રે લોલ,
ભાઇ રે કવિ તારૂં ભલું થજો રે લોલ;
ગરબી સાંભળીને રાખશે જે રૂશણું રે લોલ,
પાપ તેને માથે પૃથ્વિ તણું રે લોલ.

એમાં બુદ્ધિ વિશેષ વાળું જે હશે રે લોલ,
તુર્ત તે અબોલા તજી બોલશે રે લોલ;
વીતી વાર તે લગારે નાવે વાળિને રે લોલ,
સંપે વસો સદા સંભાળિને રે લોલ.

નથી વસવું મળીને વર્ષ સો બસે રે લોલ,
પંખીના માળાની પેઠે થશેરે લોલ;
નહિ ક્યારે ક્લેશ લેશ કીજીએ રે લોલ,
પ્યારેથી પ્રેમરસ પીજીએ રે લોલ. ૧

મહા રાજા ધિરાજ તેથી રીજશે રે લોલ,
નહિતો ખરેખરા તે ખીજશે રે લોલ;
રૂદે રાખો રૂડાં દલપતરામનાં રે લોલ,
કોટી પ્રકારે કેણુ કામનાં રે લોલ, ૧૨

